# બ્રાહ્મણોને જાગૃત કરવા તથા ધર્મના પ્રચારનો યજ્ઞ કચ્છથી થશે

**કચ્છ જિલ્લા સમસ્ત બ્રહ્મણ સમાજ દ્વારા ભુજમાં યોજાયેલા કાર્યક્રમમાં ભૂદેવોને વિજ્ઞાન સામે પડકાર ઝીલવા આહ્‌વાન**

ભાસ્કર ન્યૂઝ. ભુજ

કચ્છના બ્રાહ્મણોને ધર્મ અને વિજ્ઞાનની સમજ આપવા તથા તેઓને જાગૃત કરવાના મિશન અન્વયે સમગ્ર રાજયમાંથી કચ્છ જિલ્લાની પસંદગી કરાઈ હોવાનું શુક્રવારે ભુજમાં યોજાયેલી પત્રકાર પરિષદમાં માહિતી અપાઈ હતી, જેમાં ભૂદેવોને વિજ્ઞાન સામે પડકાર ઝીલવા આહ્‌વાન કરાયું હતું.

ભુજમાં યોજાયેલી પરિષદમાં સુરતથી આવેલા વૈદિક સનાતન પ્રતિષ્ઠાનમ તેમજ સનાતન ધર્મ, સેવા સંઘ પ્રમુખ અને ઓલ ઈન્ડિયા બ્રાહ્મણ ફેડરેશનના કમિટી મેમ્બર અવિનાશ પંડયાએ માહિતી આપતાં જણાવ્યું હતું કે, સમગ્ર ગુજરાતની સાથે કચ્છ જિલ્લાના બ્રહ્મસમાજને તથા ભૂદેવોન જાગૃત કરવા તેમજ સનાતન ધર્મનો પ્રચાર-પ્રસાર કરવાનો સમય પાકી ગયો છે. તેના માટે અમે કચ્છની પસંદગી પર કળશ ઢોળ્યો છે. જિલ્લાના દરેકે દરેક તાલુકા, ગ્રામીણ વિસ્તાર વગેરે જગ્યાએ બ્રાહ્મણોને ધર્મ વિશે ઉજાગર કરવામાં આવશે. અવિનાશ પંડયાએ ભારતીય સંસ્કૃતિના વિવિધ મુદ્દાની છણાવટ કરતાં કહ્યું કે, ધર્મ અને વિજ્ઞાન એક જ છે, જે ધર્મ છે તે જ વિજ્ઞાન છે. તેઓ હિન્દુ માયથોલોજી સાથે કામ કરી કચ્છના બ્રાહ્મણોને જાગૃત કરવા આ મિશન આ જિલ્લામાંથી ઉપાડયું છે અને તેમાં દરેકને સહકાર આપવાની વાત પર ભાર મુકયો હતો.

કચ્છમાં તેઓ દરેક વિસ્તારમાં ફરી કથાકાર, જયોતિષ, બ્રાહ્મણોને જ્ઞાન આપશે તથા તેઓને બ્રાહ્મણત્વ નિભાવવા અર્થે જાગૃતિનું કામ કરશે. તેમણે વધુમાં કહ્યું હતું કે, બ્રાહ્મણો સામે વિજ્ઞાનનો ખુલ્લો પડકાર છે અને તેને બખૂબી ઝીલવા હાકલ કરી હતી. ભારતમાં બ્રાહ્મણની ત્રણ લાખ શાળાને તાળાં મરાઈ ગયા છે, તેની સામે પણ સમસ્ત બ્રહ્મસમાજને એક જૂટ થઈ આ સંદર્ભે લડાઈ કરવા અપીલ કરી હતી. જે યજ્ઞમાં સહકાર આપવા હિમાયત કરી હતી.

## બ્રાહ્મણ પુત્રોએ સંસ્કૃત શીખવું જરૂરી

**અત્યારે** સંસ્કૃત ભાષાનું સ્થાન માત્ર શ્લોક, વેદપુરાણ, ગીતા પૂરતું સીમિત રહ્યું છે. તેને લીધે બ્રાહ્મણ પુત્રો આ ભાષા પ્રત્યે રસ દાખવતા નથી, જેથી દેશ કે રાજય સરકાર સંસ્કૃત મીડિયમની કોલેજો તથા તેના લગતા કોર્સ ચાલુ કરે તે જરૂરી છે જેને કારણે આ ભાષા પર પ્રભુત્વ કેળવાય તે માટે દરેક બ્રાહ્મણના છાત્રોએ સંસ્કૃત શીખવું જરૂરી બન્યું છે.

# બ્રાહ્મણોને જાગૃત કરવા તથા ધર્મના પ્રચારનો યજ્ઞ કચ્છથી થશે

કચ્છ જિલ્લા સમસ્ત બ્રહ્મ સમાજ દ્વારા ભુજમાં યોજાયેલા કાર્યક્રમમાં ભૂદેવોને વિજ્ઞાન સામે પડકાર ઝીલવા આહ્વાન

ભાસ્કર ન્યૂઝ. ભુજ

કચ્છના બ્રાહ્મણોને ધર્મ અને વિજ્ઞાનની સમજ આપવા તથા તેઓને જાગૃત કરવાના મિશન અન્વયે સમગ્ર રાજ્યમાંથી કચ્છ જિલ્લાની પસંદગી કરાઇ હોવાનું શુક્રવારે ભુજમાં યોજાયેલી પત્રકાર પરિષદમાં માહિતી અપાઇ હતી, જેમાં ભૂદેવોને વિજ્ઞાન સામે પડકાર ઝીલવા આહ્વાન કરાયું હતું.

ભુજમાં યોજાયેલી પરિષદમાં સુરતથી આવેલા વૈદિક સનાતન પ્રતિષ્ઠાનમ તેમજ સનાતન ધર્મ, સેવા સંઘ પ્રમુખ અને ઓલ ઈન્ડિયા બ્રાહ્મણ ફેડરેશનના કમિટી મેમ્બર અવિનાશ પંડ્યાએ માહિતી આપતાં જણાવ્યું હતું કે, સમગ્ર ગુજરાતની સાથે સાથે કચ્છ જિલ્લાના બ્રહ્મસમાજને તથા ભૂદેવોને જાગૃત કરવા તેમજ સનાતન ધર્મનો પ્રચાર-પ્રસાર કરવાનો સમય પાકી ગયો છે. તેના માટે અમે કચ્છની પસંદગી પર કળશ ઢોળ્યો છે. જિલ્લાના દરેકે દરેક તાલુકા, ગ્રામીણ વિસ્તાર વગેરે જગ્યાએ બ્રાહ્મણોને ધર્મ વિશે ઉજાગર કરવામાં આવશે. અવિનાશ પંડ્યાએ ભારતીય સંસ્કૃતિના વિવિધ મુદ્દાની છણાવટ કરતાં કહ્યું કે, ધર્મ અને વિજ્ઞાન એક જ છે, જે ધર્મ છે તે જ વિજ્ઞાન છે. તેઓ હિન્દુ માયથોલોજી સાથે કામ કરી કચ્છના બ્રાહ્મણોને જાગૃત કરવા આ મિશન આ જિલ્લામાંથી ઉપાડ્યું છે અને તેમાં દરેકને સહકાર આપવાની વાત પર ભાર મુક્યો હતો.

કચ્છમાં તેઓ દરેક વિસ્તારમાં ફરી કથાકાર, જ્યોતિષ, બ્રાહ્મણોને જ્ઞાન આપશે તથા તેઓને બ્રાહ્મણત્વ નિભાવવા અર્થે જાગૃતિનું કામ કરશે. તેમણે વધુમાં કહ્યું હતું કે, બ્રાહ્મણો સામે વિજ્ઞાનનો ખુલ્લો પડકાર છે અને તેને બખૂબી ઝીલવા હાકલ કરી હતી. ભારતમાં બ્રાહ્મણની ત્રણ લાખ શાળાને તાળાં મરાઇ ગયા છે, તેની સામે પણ સમસ્ત બ્રહ્મસમાજને એક જૂટ થઇ આ સંદર્ભે લડાઇ કરવા અપીલ કરી હતી. જે યજ્ઞમાં સહકાર આપવા હિમાયત કરી હતી.

## બ્રાહ્મણ પુત્રોએ સંસ્કૃત શીખવું જરૂરી

**અત્યારે** સંસ્કૃત ભાષાનું સ્થાન માત્ર શ્લોક, વેદપુરાણ, ગીતા પૂરતું સીમિત રહ્યું છે. તેને લીધે બ્રાહ્મણ પુત્રો આ ભાષા પ્રત્યે રસ દાખવતા નથી, જેથી દેશ કે રાજ્ય સરકાર સંસ્કૃત મીડિયમની કોલેજો તથા તેના લગતા કોર્સ ચાલુ કરે તે જરૂરી છે જેને કારણે આ ભાષા પર પ્રભુત્વ કેળવાય તે માટે દરેક બ્રાહ્મણના છાત્રોએ સંસ્કૃત શીખવું જરૂરી બન્યું છે.